ॐ

# સુબોધ-સંગીતાવલિ.

(ભાગ ૧ લો.)

પ્રકાશક તથા લેખક:—

શ્રીયુત પંડિત હરિશંકર વિદ્યાર્થી.

પ્રકાશક:—

શ્રી લુહાર સુતાર ધર્મજિજ્ઞાસુ મંડળ.

કીંમત દોઢ આનો.

# શ્રી લુહાર સુતાર ધર્મજીજ્ઞાસુ મંડળના સભાસદો.

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | રા. | લક્ષ્મણ ડાહ્યાભાઇ કવા. | મુકામ | મહુવા. |
| ૨ | ,, | રામજી ડાહ્યાભાઇ કવા. | ,, | ,, |
| ૩ | ,, | કુંવરજી ગીગાભાઇ દાવડા. | ,, | અકાળા. |
| ૪ | ,, | લાલજી નરસિંહભાઇ ડોડીઆ. | ,, | કીકરીયું. |
| ૫ | ,, | ભીખાલાલ કાનજી કવા. | ,, | ખાણ |
| ૬ | ,, | ગોવિંદજી ડાહ્યાભાઇ ચુડાસમા | ,, | કાત્રોડી. |
| ૭ | ,, | ભવાન ડાહ્યાભાઇ ,, | ,, | ,, |
| ૮ | ,, | કરસનજી અમરાભાઇ ડોડીઆ. | ,, | સેંજળ. |
| ૯ | ,, | છગનલાલ કરસનજી ,, | ,, | ,, |
| ૧૦ | ,, | કેશવલાલ કરસનજી ,, | ,, | ,, |
| ૧૧ | ,, | કેશવજી કાળાભાઇ રાઠોડ | ,, | વીરડી. |
| ૧૨ | ,, | કુંવરજી નથુભાઇ પરમાર | ,, | બવાડી. |
| ૧૩ | ,, | ભગવાનજી મૂળજી મકવાણા. | ,, | આંબરડી |
| ૧૪ | ,, | વહાલજી ગાંડાભાઇ પરમાર | ,, | માછીયું |
| ૧૫ | ,, | ભગવાનજી મૂળજી ,, | ,, | બાલાપર |
| ૧૬ | ,, | છગનલાલ મૂળજી ,, | ,, | ,, |
| ૧૭ | ,, | પુંજાભાઇ માયાભાઇ મકવાણા. | ,, | અમૃતવેલ |
| ૧૮ | ,, | નરોત્તમ જેરામભાઇ ,, | ,, | મહુવા |
| ૧૯ | ,, | પ્રેમજી નાનજી ડોડીઆ. | ,, | કુંડાલ |
| ૨૦ | ,, | નાનજી આણંદજી ચિત્રોડા. | ,, | ગોરસ. |
| ૨૧ | ,, | કરસનજી નાનજી ચુડાસમા. | ,, | કાંત્રોડી. |

શિક્ષણ લેનારા સભાસદોના નામ છેલ્લા પાના ઉપર છે.

॥ ओ३म् ॥

॥ श्री परमात्माने परमगुरवे नमः ॥

# સુબોધ સંગીતાવલિ.

લેખક:

શ્રી પંડિત હરિશંકર ઓધડભાઇ વિદ્યાર્થી,

મુંબાઈ.

પ્રકાશક:

શ્રી લુહાર-સુતાર ધર્મજીજ્ઞાસુ મંડળ.

કાળી બીલ્ડીંગ, બીજે માળે-કુંભારવાડાની ૨ જી ગલીના

નાકે—મુંબાઇ.

સંવત ૧૯૭૪. ઈ. સ. ૧૯૧૮.

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦.

કીંમત દોઢ આનો.

# બે બોલ !

થોડો સમય થયાં અમારા લુહાર-સુતાર ભાઇઓમાં સદ્‌જ્ઞાનનો પ્રચાર થાય તથા સદ્ધર્મ પ્રત્યે પ્રીતિભાવ વધે એવા હેતુથી અમે કેટલાક ભાઇઓએ મળીને "શ્રી લુહાર-સુતાર ધર્મજીજ્ઞાસુ મંડળ" એ નામનું એક મંડળ મુંબાઇમાં સ્થાપન કર્યું છે. આ મંડળના સ્રીપુરૂષોની મંડળીમાં ગાવા માટે અમારા પૂજ્યપાદ **પંડિત શ્રી હરિશંકર શર્માએ** કેટલાંક ગીતો તથા ભજનો રચેલાં છે તેમાંથી થોડાં ઉપયોગી ગીત-ભજનો આ પુસ્તકમાં છાપેલાં છે.

એકવાર મહુવા બંદરના રહેવાશી રા. રા. જાદવજી હરજી અમારા મંડળના મેળાવડામાં આવેલા હતા. તેઓ મેળાવડામાં ગાવામાં આવેલાં ગીત-ભજનો સાંભળીને ઘણાજ રાજી થયા હતા; અને તેથી તેમણે તે ગીત-ભજનો છપાવવા માટે રૂા. ૩૦) જેવડી મોટી રકમ મંડળને દાનમાં આપી, જેથી આ પુસ્તક છપાવવામાં આવ્યું છે.

રા. જાદવજીભાઈ બીજી કોમના હોવા છતાં તેમણે પરોપકાર-બુદ્ધિથી આ મંડળને આવડી મોટી રકમનું દાન આપ્યું છે તે માટે આ મંડળ તેમનો અંતઃકરણપૂર્વક ઉપકાર માને છે, અને તેમની કમાણીમાં દિનપ્રતિદિન વધારો થાય અને તેમનો પૈસો આવા શુભ માર્ગે વપરાય એવી પ્રભુ પ્રત્યે પ્રાર્થના કરે છે.

આ પુસ્તકની જે કીંમત રાખી છે તેનો ધર્મકાર્યમાંજ ઉપયોગ થવાનો છે.

હોલિકા-૧૯૭૪.

લી૦
"શ્રી લુહાર-સુતાર ધર્મજીજ્ઞાસુ મંડળ."
મુંબાઈ.

# સુબોધ સંગીતાવલિ.

## ૧. ઇશ્વર સ્તુતિ.

(ભૂજંગી.)

નમસ્તે સતે તે જગત્કારણાય.
નમસ્તે ચિતે સર્વ લોકાશ્રયાય;
નમો દ્વૈતતત્વાય મુક્તિપ્રદાય,
નમો બ્રહ્મણે વ્યાપિને શાશ્વતાય— ૧

ત્વમેકં શરણ્યં ત્વમેકં વરેણ્યં,
ત્વમેકં જગત્પાલકં સ્વપ્રકાશમ્;
ત્વમેકં જગત્કર્તૃ પાતૃ પ્રહર્તૃ,
ત્વમેકં પરંનિશ્ચલં નિર્વિકલ્પમ્ ૨

ભયાનાં ભયં ભીષણં ભીષણાનાં,
ગતિઃ પ્રાણિનાં પાવનં પાવનાનામ્;
મહોચ્ચૈઃપદાનાં નિયંતૃ ત્વમેકં,
પરેષાં પરં રક્ષણં રક્ષણાનામ્. ૩

વયં ત્વાં સ્મરામો વયં ત્વા ભજામો.
વયં ત્વા જગત્સાક્ષિરૂપં નમામઃ;
સદેકં નિધાનં નિરાલંબ મીશમ્,
ભવાંભોધિપોતં શરણ્યં વ્રજામઃ ૪

## ૨. ઓ૩મ્ પરમાત્માની સ્તુતિ.

સુખે વા દુઃખે વા પરિષદિ નૃણાં વાતિ વિજને,
ગૃહે વા બાહ્યે વા ગિરિ-સુશિખરે વા સુપુલિને;
દિને વા રાત્રૌ વા ઉશસિ દિવસાન્તેથ રમણે,
ભજધ્વં હે ધીરાઃ સુમતિ વિમલા ઓ૩મ્ હૃદિ સદા. ૧

રવૌ ચંદ્રે જ્યોતિર્ વિવિધ-ગણ-રમ્યે વિયતિ ચ,
સમીરેગ્નૌ ભૂમા વિહ નિખિલ-દેહે સ્વસુયુતે;
વયંપશ્યામસ્તે શુભગ-મહિમાનં સુમુદિતમ્,
ભજધ્વં હે ધીરાઃસુમતિ વિમલા ઓ૩મ્ હૃદિ સદા. ૨

સ નો બન્ધુઃ પાતા ભુવન મખિલં યો રચયતિ,
પ્રજાનાં સંહારે પુનરપિ સ એવાતિ બલવાન;
તમેકં જાનીધ્વં સકલ સુખદં દુઃખહરણમ્,
ભજધ્વં હે ધીરાઃ સુમતિવિમલા ઓ૩મ્ હૃદિ સદા. ૩

ઇમં દેવં રૂદ્રં ગણપતિ મજં વિષ્ણુ મજરં,
સુપર્ણં બ્રહ્માણં શિવ મદિતિ મીશાન મનઘમ્;
તમેકં વ્યાચષ્ટે બહુવિધ સુનામ્ના કુશલધીઃ
ભજધ્વં હે ધીરાઃ સુમતિવિમલા ઓ૩મ્ હૃદિ સદા. ૪

## ૩. મંગલાચરણ.

( ઓં તત્સત્ પરમાત્મા જય સર્વાન્તર્યામી—એ રાગની ઢબ.)

જય ઓ૩મ્ પરમેશ પિતા....જી જયશંકર વર સ્વામી,
સુખદ વરદ વિશ્વંભર જયજય જય પ્રભુ અંતર્યામી—ટેક !
જય કરૂણાકર જય સુખસાગર જય જય નિર્મળ નામી,
અનુપ અભય જય જય ધરણીધર (૨);
વ્યાપક સઘળે જળ જાગ થળ થળ એક અભેદ અકામી.
જય ઓ૩મ્.

જય ભવ તારણ વિઘ્ન વિદારણ જય જય મંગળધામી,
અકલ પ્રબળ જય જય જગકારણ (૨);
કામ-ક્રોધ-મદ-મોહ-નિવારણ શુભ સકલ ગુણગામી
જય ઓ૩મ્.

અજર અમર તું અકાય! જ્ઞાનસ્વરૂપ દેવરાય;
હે દયાળ! જગતપાળ (૨);
જય જય ધાતા જય જય ત્રાતા જય જય અંતર્યામી.
જય ઓ૩મ્.

## ૪. ઇશ્વર મહિમા.

( ગઝલ—કવાલીના ઢબ. )

હો નાથ—જગત્ નિયંતા મહિમા અપાર તારો,
યોગી—યતિ બિચારા થાકયા કરી વિચારો. હો નાથ૦

બ્રહ્માંડ આ રચાયું તારી મહા કળાથી,
આકાશ અમાપ કીધું જેનો નહિ કિનારો. હો નાથ૦

લાખો ગ્રહો પ્રકાશે તારા અતુળ બળથી,
તું છે રવિ શશિને ગગને ઘુમાવનારો. હો નાથ૦

વાયુ સદા વહે છે તારા અપાર ભયથી,
અગ્નિ તપી રહ્યો છે તે પણ પ્રતાપ તારો. હો નાથ૦

તારી સહજ કૃતિથી પૃથિવી પ્રચંડ પહાડો,
પ્રકટયા મહા સમુદ્રો નદીઓ વહે હજારો. હો નાથ૦

પંખી પશુ અને કૈં વૃક્ષો ફળો ને ફુલથી,
શણગારીયાં પ્રભુ તેં સૃષ્ટિ તણાં બજારો. હો નાથ૦

એવા અજબ જગતને, પેદા કરી તું પાળે,
અંતે અહો બને તું, સઘળુ સંહારનારો. હો નાથ૦

તારી અગાધ લીલા, શકીએ જરા ન જાણી,
પણ તું સકળ જગતના, મનની કળી જનારો. હો નાથ૦

તારી ગતિ સમજવા તારૂં સુનામ ભજવા,
હે તાત! દયા કરી દે, સુમતિ ને સુવિચારો. હો. નાથ૦

હે કૃપાનિધાન તારૂં ભાવે ભજન કરીને,
પૂણ્યો રળી હરિ હું ભવને તરી જનારો. હો નાથ૦

## ૫. સત્સંગ મહિમા.

( રાજ્ય લોભને શિરે ધિક્કાર છે હજારવાર-એ રાગ. )

શુભસંગ સુખકારી થાય છે, સદાયકાળ.
શુભસંગ સુખકારી થાય છે ટેક.
શુભ સંગ થકી અતિ શુદ્ધ મતિ આવે,
કુવિચાર હરિ કુડાં પાપને હઠાવે;
આત્માની ઉચ્ચ ગતિ થાય છે. સદાયકાળ.

રાત-દિન ગ્રંથ વાંચવાથી જ્ઞાન જે મળે,
સંત તણા સંગ થકી વિણ મહેનતે મળે;
જીવિત-ગ્રંથ સંતજન ગણાય છે. સદાયકાળ.

ભૂપતિના ચરણ તણી તુચ્છ એક મોજડી,
ભૂપસંગ તેય જાય ઉચ્ચ આસને ચડી;
ઉચ્ચ સાથ ઉચ્ચ પદ પમાય છે સદાયકાળ.

રામતણા સંગ થકી અહલ્યા તરી ગઇ,
કૃષ્ણ સંગ પાંડવોને અમરતા મળી ગઇ;
મણિ સાથ લોહ કનક થાય છે સદાયકાળ.

સુજનોનો સંગ રૂડું તીર્થ તણું ધામ છે,
માનજો અનેક દિવ્ય ગુણ તણું ઠામ છે;
સેવનાર તરત તરી જાય છે. સદાયકાળ.

---

## ૬. વિદ્યાનો મહિમા.

( મન મારૂં માને નહિ દિલડું ઠરે નહિ—એ રાગ. )

ભાઇ શિક્ષા અમારી, ઉરમાં ઉતારી, વિદ્યા ભણોને ભાવથી;
જે સંસારમાં સુખ શાંતિ દેનારી વિદ્યા ભણોને ભાવથી.
વિદ્યા ભણેલો માનવી ભૂખ્યો રહે નહિ ભૂતળે;
જો "રામ–સીતા" મુખ ભણેલા શુકને ભોજન મળે.
શિક્ષિત વાનર મદારીનો લોક જોવાને મળે;
તો કેમ વારી જાય નહિ વિદ્વાન્ નર ઉપર અરે. ?
જો વસો રાનમાં જઇ, મેદાનની મહિં, તો પણ મળે સુખ
ત થકી. ભાઈ.
ધનવાન રૂડો રાજવી નિજ રાજ્યમાં સેવાય છે;
પણ રંક જન વિદ્યા–વિભૂષિત વિશ્વમાં વંદાય છે,
વિદ્યા વિનાના કુલીન જન પણ ભીખ માગી ખાય છે;
વિદ્વાન કોળી–ભીલને સાચી સલામો થાય છે.
કોઇ કુળને પૂછે નહિ, રૂપને પૂછે નહિ, મોહે વિદ્યાના
નામથી. ભાઇ.
ધન ધાન્ય વાપરવા થકી નકી ઘટાડો થાય છે;
પણ નિત્ય વિદ્યા દ્રવ્યનો વ્યયથી વધારો થાય છે.
વળી એ અનુપમ દ્રવ્યનો નહિ ભાઇ ભાગ કરી શકે;
ક્રોધે ભરાયો રાજવી કદિ પણ નહિ છીનવી શકે.
મગજ તિજોરીની મહિં, દોલત વિદ્યા રહી, ચોરી શકે કો ન
દાવથી. ભાઇ.

---

## ૭. વિદ્યા વિનાનો અવતાર.

( અરે શું માનવનો અભિમાન—એ રાગ. )

અરે સદ્દવિદ્યા વિણુ અવતાર પશુની તુલ્ય છે રે.
અરે જયમ સુગંધ વિનાનું અસાર નકામું ફુલ છે રે;
નકામું ફુલ છેરે, ન તનું મૂલ્ય છે રે. અરે સદ્દવિદ્યા૦
જન્મ ધર્યો હો ભલે કુળમાં મો...ટા કહિ;
મોટા પર્વતના પત્થરના તો....ટા નથી.
મળે લઘુ મણિને માન (૨) અરે સદ્દવિદ્યા૦
જળ વિનાના સરોવરને હંસ છોડી જાય છે;
ત્યમ જ્ઞાન—હિણા માનવીને કોન ચિત્તે ચ્હાય છે.
ચક્ષુ વિનાનાં આંધળાં ભીંતે જઇ ભટકાય છે,
ત્યમ જ્ઞાન વિનાના ખલકમાં ખૂબ ખત્તા ખાય છે.
અરે સદ્દવિદ્યા૦

---

## ૮. બાલ—લગ્ન બંધ કરો.

( ધીમા ધીમા ચાલોને મારા પ્રા...ણુરે—એ રાગ. )

માનો માનોને આજ મારી વા....ણુરે (૨)
બાળ—લગ્નોની રીત બંધ થાશે નહિ;
દુઃખ જાશે નહિ, કરૂં જા....ણુરે. માનો માનો૦

સાખી—બોલી બોલે તોતળી નહિ પોતાનું ભાન;
સમજે નહિ સંસારને તેની જોડા જાન.
ઉગતા છોડ મૂળેથી મરડી નાખો;
ભોગ-ભઠ્ઠીમાં બાલકોને બાળી નાખો,
આમ નિર્દયતા બાળ ઉપર શાને દાખો;
એ સુજા....ણુરે                માનો માનો.

સાખી—તન-બંધારણુ દૃઢ વિના પરણાવો જો બાળ;
કાચા બીના રોપથી ના'વે ઉત્તમ ફાલ.
એના સંતાન પાંચ વરસ વટશે[1] નહિ;
કદિ વટશે તો માંદાં તે મટશે નહિ.
મહા કાર્યોમાં એક ઘડી ટકશે નહિ;
અતિ હા....ણુરે.                માનો માનો૦

સાખી—તન-મન કેળવણી દઈ પુખ્ત વયે નિરધાર;
બુદ્ધિ-ગુણુને મેળવી પરણાવો નિજ બાળ.
એવા બાલક નીરોગી રહેશે નકી;
શુભ બુદ્ધિને વિદ્યામાં વધશે અતિ.
મહા પુરૂષ કહાવ્યાની રે'શે વકી;
સત્ય વા....ણુરે.                માનો માનો.

---

૧ ઓળંગશે.

# ૯. ગુરૂનો રાફડો ફાટયો.

( ગઝલ )

અહો ગુજરાતમાં આજે ગુરૂનો રાફડો ફાટયો,
પ્રપંચી પેટના કાજે ગુરૂનો રાફડો ફાટયો. ૧

લગાવી ભસ્મને માળા બને છે બેશ રૂપાળા;
ફરે જ્યાં ત્યાં પૂજાવાને ગુરૂનો રાફડો ફાટયો. ૨

ન જાણે શાસ્ત્રના મર્મો ન જાણે ધર્મના કર્મો;
મથે જ્ઞાની ગણાવાને ગુરૂનો રાફડો ફાટયો. ૩

નમાલા વાર્તા, ગાથા, કથાને કીર્તનો ગાતા;
જનો ભોળા ભમાવાને ગુરૂનો રાફડો ફાટયો. ૪

ફક્ત બસ કાનને ફુંકે તરત ચેલા બની ચુકે;
ન આપે જ્ઞાન કંઈપણ તે ગુરૂનો રાફડો ફાટયો. ૫

તમાખુ–ભાંગ પીનારા વ્યસનમાં ચૂર રેનારા;
ન નીતિ ધર્મ જોનારા ગુરૂનો રાફડો ફાટયો. ૬

ન કો હિ જ્ઞાન દેનારા પરંતુ દ્રવ્ય હરનારા;
ભૂમિને ભાર કરનારા ગુરૂનો રાફડો ફાટયો. ૭

હરિશંકર કહે આવા અભણ–સાધુ અભણ બાવા;
મફતનો માલ ઉડાવા ગુરૂનો રાફડો ફાટયો. ૮

## ૧૦. શું ?

( ગઝલની રાહ )

રતિભર જ્ઞાન આવ્યું ના અહો જે ગ્રંથ વાંચ્યાથી;
કહો તે પુસ્તકો પાછળ સમય ગુમાવવાથી શું ? ૧
મલિનતા મનતણી છૂટી થઇ ના અંતરે શુદ્ધિ;
કહો તે તીર્થ નદીઓમાં શરીર નવરાવવાથી શું ? ૨
જગતનું હિત કરવાનો ન વિધિ એક પણ શીખ્યાં;
ફક્ત ટીલાંજ તાણ્યાનો ધરમ સંભાળવાથી શું ? ૩
કદાપિ જ્ઞાન આપે ના ન કષ્ટો શિષ્યનાં કાપે;
કહો તે સ્વાર્થી ગુરૂ–ચરણ પંપાળવાથી શું ? ૪
કરોડો વાર કરગરીએ ન આપે એક પણ ઉત્તર;
કહો તે દેવની પાસેજ બુમો પાડવાથી શું ? ૫
ન સેવા જીવતાં કીધી કદાપિ માત પિતરની;
મુવા પાછળ લઈ પાણી કહો ઉડાડવાથી શું ? ૬
મરે ગાયો સદા ભૂખે ગધેડાં માલ ઉડાવે;
કહો તે દાન લક્ષ્મીનું કરોડો આપવાથી શું ? ૭
ગરીબો ભૂખથી મરતાં ન ચપટી એક પણ પામે;
મલીદા મસ્તજન મુખે કહો ને નાખવાથી શું ? ૮
સહન શક્તિ ન રજ આવી ન છૂટયા કામ ક્રોધાદિ;
કરી ઉપવાસ કાયાને ભૂખે સંતાપવાથી શું ? ૯
વસીને પાઠશાળામાં ભણ્યા વિધિ સરાવ્યાનો;
ગઈ ના ભીખની ઝોળી અહો એવું ભણ્યાથી શું. ૧૦
સદાયે ઉંઘવું ખાવું પશુનો પાઠ જે ભજવે;
અહો એવા મનુષ્યોને જનેતાએ જણ્યાથી શું. ૧૧

## ૧૧. કારીગર બંધુઓ.

(ગઝલ)

અમે તો વૈશ્યના પુત્રો કળા કારીગીરી કરીએ;
જગતના સુખને કાજે વિવિધ વેપાર આદરીએ ૧
અમારી શુરૂ-પેઢીમાં મહા-પુરૂષો ઘણા પ્રકટયા;
કર્યાં જેણે મહા કાર્યો અમે તે કેમ વિસરીએ ? ૨
અહો જે વિશ્વકર્માએ અમારૂં કુળ દીપાવ્યું;
જગતમાં નામના કીધી અમે તે કેમ વિસરીએ ? ૩
મહા બુદ્ધિ થકી પુષ્પક સમું વિમાન જે રચીયું;
ગગનમાં રામ વિચરતા જુઓ રામાયણે લખીયું. ૪
મહાભારત મહિં વાતો અમારા વંશની સૂણો;
બનાવ્યો ધર્મરાજાનો સભામંડપ અતિ રૂડો. ૫
ચતુરાઇ કરી એવી ભૂમિ ત્યાં લાગતું પાણી;
જણાતી જળ જગાએ ભોમ જુકિત ના શકે જાણી. ૬
વળી કૈં કાષ્ટના ઘોડા રચી એવી કળા કરતા;
રસીને ખેંચતા સાથે ગગનમાં ઉડતા ફરતા. ૭
સમુદ્રો ખેડવા કાજે વળી વહાણો ઘણા રચતા;
અહો જુના જમાનામાં કળા એવી અમે કરતા. ૮
અમારા પૂર્વજો એવા પ્રતાપી થઇ ગયા આગે;
ગુમાવી નામ વડવાનું અમે હલકા પડયા આજે. ૯
ગઇ લક્ષ્મી અને વિદ્યા મજુરી રાત-દિ કરીએ;
રૂપૈયા એક-બે રળીને પરાણે પેટને ભરીએ. ૧૦
અમારા પૂર્વજોને માન મળતાં રાજ દરબારે;
અમે ત આબરૂ ખોઇ શરમ આવે ન તલભારે. ૧૧

અમારા કુળની માંહિ થયા વિદ્વાન કૈં એવા
અમે અજ્ઞાન બુદ્ધિ હિણુ બનીઆ શુદ્રના જેવા. ૧૨
અહો શાણુાજનો આ વાત મનની માંહિ વિચારો;
તમારી રંક જાતિને હુવે તો સઘ સુધારો. ૧૩
જમાનો આજ વિદ્યાનો ભણુાવો બાળકો પ્યારા;
સહુ સંપે મળી સાથે ઉપાયો આદરો સારા. ૧૪

## ૧૨. સ્ત્રીઓને ભણુવા વિષે.

( આવો હરિ શિવ શંકર ભોળા—એ રાગ. )

બેનો તમે ભાવ સહિત ભણુજો;
બીજાં લોક નિંદે તે નવ ગણુજો. બેનો.
ભણે તે તો ભગવંતને ભાવે;
એથી રૂડું જ્ઞાન અધિક આવે.
તજી અવગુણુ સદગુણુ લાવે; બેનો.
ભણેલી હતી રૂકમિણી રાણી.
મીરાંબાઇ મુલકમાં વખણુાણી;
જેની કવિતા જગ સૌ જાણી. બેનો.
બાળાને પાપ ભણે લાગે;
એવું કોઇ લખી ન ગયા આગે.
મુખે બોલનારા જુઠું ભાખે; બેનો.
ભણો તમે સઘળો ભ્રમ છોડી.
થશે તેથી લાજ નહિ થોડી;
કહે દલપત બેઉ કરજોડી. બેનો.

ક. દ. ડા.

## ૧૩. કોરી કેળવણી.

( સારૂં સારૂં તે સુરત શે'ર મુંબઇ અલબેલી—એ રાગ. )

નહિ નહિ સુધારે કામ કોરી કેળવણી,
જો સદ્‌ગુણની નહિ હોય સાથે મેળવણી. ટેક.
વાચન શીખ્યાં લખતાં શીખ્યાં લઇને લેખણ હાથરે,
ભૂતળને ઇતિહાસો શીખ્યાં દેશ દેશની વાત. કોરી૦
જાત જાતનું જોવા શીખ્યાં બાગ—બગીચે ફરવારે,
પણ સાસુ—સસરાની સેવા કદિ ન શીખ્યાં કરવા. કોરી૦
ઘુઘરીઆળાં બદન—પોલકાં શીખ્યાં અંગે ધરવારે,
ગરીબ પતિની આવક કરતાં ખર્ચ વધારે કરવા. કોરી૦
લુખું સુકું ભણતર શીખ્યાં ધર્યો ન સદ્‌ગુણ થોડારે,
તો શોભા કેમ આપે બેનો ઉંચી એડીના જોડા. કોરી૦
ઝીણે સાદે વદતાં શીખ્યાં ચટક મટકતી ચાલરે,
પણ નહિ વિનય સરલતા શીખ્યાં તો તેમાં શું સાર? કોરી૦
ભલે ભણીને ભાવે શીખ્યાં વિદ્યા શ્રેષ્ઠ અપારરે,
પણ જો સદ્‌ગુણ એક ન શીખ્યાં ભણતરને ધીટકાર. કોરી૦

---

## ૧૪. રડવા—કુટવા વિષે.

( ભણેલી ભાબી અને અભણ નણંદનો સંવાદ. )

( 'જંજાળી જીવડે મુકિતની જુકિત નવ જાણી'—એ રાગ. )

નણંદ—ઉઠોને ભાભી કાશી ડોશીની કાણુ કાઢી;
ચાલો રડવા જઇએ આપણુ બદલી નાંખો સાડીરે. ઉઠોને.

સઘળાં બેરાં આજે હમણાં પોળે ભેગાં થાયે;
વિવેક કરવા જઇએ વ્હેલાં તો સારૂં દેખાયેરે. ઉઠોને.
ભાભી–નણદી તમારૂં વચન મારાં શિર સ્નેહે ચઢાવું;
(પણ) નથી મને રડતાં આવડતું શી રીતે ત્યાં આવું રે. ઉઠોને.
નણંદ–આ શું ! બોલો છો ભાભીજી ઘેલી વાત જણાવો;
બચપણમાં શું માએ તમને દેદા[1] ના કુટાવ્યોરે ? ઉઠોને.
ભાભી–હા, નણદીજી મારા પિતા સુધારામાં રે'તા,
તેથી મુજને દેદા કુટવા બહાર જવા ના દેતારે. ઉઠોને.
નણંદ–બળ્યો તમારો સુધારો ! જે રડતાં પણ નહિ શીખ્યાં;
નીચું જોવું પડશે રે બા ! લોકો કરશે ટીકારે. ઉઠોને.
ભલે ન શીખ્યાં તોપણ ભાભી રડવા જાવું પડશે;
શિખવું ત્યમ કરજો ત્યાં ભાભી અણુચડ બહુ નહિ પડશેરે. ઉ.
ધીરે ધીરે સૌની સાથે આઘા જઇને અડવું,
અડધી છાતી ઉઘાડીને વચમાં કુદી પડવું રે. ઉઠોને૦
"હાય હાય ! એમ શું કુટો" વદતાં વચમાં જઈએ,
"હાય હાય ! હાથ ઉપાડો" કહીને તુટી પડીએરે. ઉ૦
ભાભી—શાણી નણદી આજ તમોથી આવું કેમ વદાયે ?
ભર ચોટે કયમ વહુવારૂથી અંગ ઉઘાડું થાયેરે ઉઠોને૦
ઘરમાં ઘુંઘટડો ખેંચાવો નહિ તો રીસ ધરો છો,
અને આજ ઉઘાડે અંગે કુટવા કેમ કહોછોરે. ઉઠોને૦

---

[1] નાની છોકરીઓ ગોરમાનું વ્રત લે છે. તેમાં રડવા–કુટવાનો રીવાજ છે તેને કાઠિયાવાડમાં દેદા કુટવાનું કહે છે.

નણંદ—શું કરીએ ભાભીજી, એવી લોક રીત છે ખોટી,
મુજને પણ શેરીમાં રડતાં શરમ થાય છે મોટીરે. ઉઠોને૦
ભાભી—એવી જુઠી લોક રીતનું તજવું જોઇએ નાડું,
એથી છે અવગુણ કેટલા તે તમને દેખાડું રે. ઉઠોને૦

## ૧૫. રડવા–કુટવાથી નુકશાન.

( રાગ—ઉપરનો. )

ભાભી—ઓ શાણી નણદી રડવા કુટવાની રીત ખોટી.
એ કુડી રૂઢિથી નણદી હાણ થાય છે મોટીરે. ઓ શાણી૦
પર–પુરૂષોની પાસે સઘળી મર્યાદા મુકાયે,
નિર્લજ થઈ ચૌટે રડવાથી ધર્મ સતીનો જાયેરે. ઓ શાણી૦
રડવાથી આ શરીરમાંનું લોહી થાય છે પાણી;
એ પાણી આંસુ થઇ ટપકે વૈદ્યકમાં છે વાણીરે. ઓ શાણી.
એ રીતે લોહી ઘટવાથી શરીર સુકાઇ જાયે;
કુટવાથી કૈ વેળા નણદી રોગ નઠારા થાયેરે. ઓ શાણી.
ગર્ભવતીને તો એનાથી બહુ અવગુણ જણાવે;
નક્કી તે નારીને બાળક રોગી–નિર્બળ આવેરે. ઓ શાણી.
વળી શોક કર્યાથી નણદી ધાવણ થાય વિકારી;
એ ધાવણ બાળક ધાવે તો હાલત થાય નઠારીરે. ઓ શાણી.
જુઓ, તમારો ભાણો નણદી સાજો–માંદો રે' છે,
જ્યાં ત્યાં રડવાને દોડો છો તેનું કારણ એ છે રે. ઓ શાણી.

નણુંદ—ખરૂં કહો છો ભાભી એનું શરીર ના રહે સારૂં;
દવા કરીને થાકી મારૂં જીવતર છે દુખિયારૂંરે. ઓ શાણી.
ભાભી—જો ભાણાનું ભલું ચહો તો કદિં ન રડવા જાશો;
નહિ તો નક્કી કહું છું નણુદી પાછળ બહુ પસ્તાશોરે. ઓ.
આવાં આવાં અનેક દુઃખો નણુદીજી ભોગવિયે;
તોપણ ગયું ન પાછું આવે શા માટે રીબાઇએરે. ઓ શાણી.
નણુંદ—સત્ય કહો છો ભાભીજી આ બહુ બુરા છે રસ્તા;
હું પણ રડવા નથી જવાની ભલે લોક બડબડતારે. ઓ શાણી.

---

## ૧૬. પતિને વશ કરવાનો રામબાણ ઉપાય !

( ઓધવજી સદેશો કે'જો શ્યામને—એ રાગ. )

પતિને વશ કરવાની રૂડી રીત છે,
જે નારી તે વિદ્યા શીખી જાય જો;
તેના ઘરમાં કલેશ કદાપિ ના રહે,
સદાય આનંદ મંગળ ત્યાં વરતાય જો. પતિને.
પ્રથમ કહું તે વચન લીયો મનમાં લખી,
કામણુ—દુમણુ તે છે હલકાં કામ જો;
દોરા—ધાગા સર્વે જુઠા જાણુવા,
ઠગ લોકોએ કીધા હરવા દામ જો. પતિને.
બીજી વાત વદું તે લેજો ધ્યાનમાં,
કડવી જીભલડીથી કજીઆ થાય જો;

માટે મુખથી મીઠી વાણી બોલવી,
વાત ચીતમાં સ્વામી સાથ સદાય જો  પતિને.
હાજી હાજી કહેતાં ઉત્તર આપવા,
કદિ ન ક્રોધે કરવું ભુંડું મુખ જો;
પતિને ગમતી રીત સદાયે રાખવી,
તો તે તમને જરૂર દેશે સુખ જો.  પતિને.
ઘેર પધારે ધંધેથી જ્યારે પતિ,
ત્યારે તરત ન કરવી કો ફરિયાદ જો;
વેળા વીત્યે ધીરે ધીરે પૂછીએ,
તો સાંભળશે તરતજ તમારી દાદ જો  પતિને૦
જેમ મદારી લોકોને રાજી કરી,
પૈસા લેવાનો કરતા ઉપાય જો.
તેમ તમે પણ પહેલાં પતિને રીઝવી,
કે'જો સાડી-કંકણની ઇચ્છાય જો.  પતિને.
આજ્ઞા પાલક સાવિત્રી જેવાં થઈ,
દાસી તુલ્ય બની કરજો સેવાય જો;
જે જે રીતે સ્વામીને સુખ ઉપજે,
તેવાં તેવાં કરજો કામ સદાય જો.  પતિને.
ફક્ત આટલી રીત તમે રાખો ગ્રહી,
છતાંય જો રીઝે નહિ સ્વામીનાથ જો,
તો "આ ગરબી લખનારો ફાટી પડે,"
એવો બેશક દેજો હરિને શાપ જો.  પતિને.

## ૧૭. સ્ત્રીઓને નિત્યકર્મ કરવા વિષે.

( પૂનમ ચાંદની ખીલી પુરી અહિં રે–એ રાગ. )

બેનો પ્રીતિથી નિત્ય નિયમને પાળજોરે,
ભારત કુળનું ભાવે મનમાં રાખી માન;
સર્વે શાણી બેનો ધર્મ પ્રમાણે ચાલજો રે. ટેક.
સાખી—વેદધર્મ છે આપણો સૌથી શ્રેષ્ઠ અપાર,
તે નિર્મળ–ચારૂ પથે સદા થજો તૈયાર;
નિત્ય પ્રભાતે નિદ્રા ત્યાગી વ્હેલાં ઉઠજો રે,
નાવણ કરીને કરવું નિત્ય–કર્મ આરંભ. સર્વે શાણી.
સાખી—એકાંતે બેસી કરો સંધ્યા સાંજ સવાર,
સંભારો શાંતિ ધરી પ્રભુ તણા ઉપકાર;
ધીરે પ્રાણાયામથી નિર્મળ વાયુ મેળવો રે,
જેથી તન–મન–આત્મા અતિ પવિત્રજ થાય. સર્વે શાણી.
સાખી—સંધ્યા પૂર્ણ થયા પછી નિજ મંદિર મોઝાર,
પૂજ્ય પતિ સાથે રહી યજ્ઞ કરો સુખકાર;
મંગળ મંત્રો બેની મધુર કંઠે બોલતાં રે,
સ્વાહા સાથે દો આહુતિ અગ્નિમાય. સર્વે શાણી.
સાખી—હોય અતિથિ કોઇ જો સુલક્ષણો વિદ્વાન,
નિત્ય જમાડો નેહથી ધરો તેહથી જ્ઞાન;
સાસુ સસરા જીવતા પિતૃની સેવા કરો રે,
રક્ષી અબોલ પ્રાણી સફલ કરો અવતાર. સર્વે શાણી.

---

# ૧૮. ભારતનો મહિમા.

( આશા ભર્યાં અમે આવિયાં મારે વ્હાલે રમાડયાં રાસરે—એ રાગ. )

અવનિ–ઉછંગમાંહિં ઓપતી ને કાંઇ અંત–સુભટ કેરી માતરે–
ધન્ય મારી ભારત ભૂમિરે. ટેક૦
વિદ્યા–કલાની રૂડી વાટિકા ને તારા ગર્ભે રતન–મણિ જાતરે–ધન્ય.
ચરણે મહાનીર ઘુઘવે ને શિર છત્તર હિમાલય પ્હાડરે–ધન્ય.
માથે મુકુટ માચે ધર્યો છે કાશ્મીરી મહા મૂલ્યવાનરે–ધન્ય.
હૈયે હીરાના હારલારે વહે સિંધુ–ગંગાનાં નીરરે– ધન્ય.
ઉરે ભર્યાં શૂર દૂધડાં તે ધાવે શીખ–રજપૂત રણધીરરે–ધન્ય.
કેડે કટિબંધ મેખલારે વિંધ્ય–આબુગિરિ તણી હારરે–ધન્ય.
જમણે ફરકે મારી માવડીરે તારો પાલવડો કચ્છ-ગુજરાતરે–ધન્ય.
ડાબી ભૂજાએ ભેરી ભુંગળોને ડંક વાગે સુદેશ બંગાલરે–ધન્ય.
ભારત ભૂમિરે મારી ભારત ભૂમિરે તારી રિદ્ધિ સિદ્ધિનો નહિ પારરે–ધન્ય.

વરસો વરસ તારા આંગણેરે થાય અન્નતણા અંબારરે—ધન્ય.
જુવાર–ઘહું ને બાજરીને વળી ચોખા–કઠોળ નહિ પારરે–ધન્ય.
લાખો ખેતરમાં નીપજેરે તારા મોંઘા તે મૂલના કપાસરે–ધન્ય.
આંબા–ગુલાબની વાડીયો ને વળી અમૂલખ ઝુલતાં ઝાડરે–ધન્ય.
રિદ્ધિ ને સિદ્ધિ તારી એવી ઘણીરે જેનો ગણતાં ન આવે પારરે–ધન્ય.

સારા જગતની સંપત્તિરે તારા આંગણીએ એકઠી જણાયરે–ધન્ય.

ભારત ભૂમિરે મારી તીરથ ભૂમિરે તારા પુણ્ય તણો નહિ
પારરે–ધન્ય.
તેતરીશ કોટિ અતિબલિરે તારા ખોળામાં ખેલતાં બાળરે–ધન્ય.
આર્ય–મુસલમાન–પારસી તે મારી માડીના જાયા વીરરે–ધન્ય.
સંપે મળીને એક સાથે અહો તારી સેવા કરે મહાધીરરે–ધન્ય.
સ્વામી દયાનંદ, ગુરૂગોવિંદ, રામમોહન, વિવેકાનંદરે–ધન્ય.
ધર્મના સુધારમાં વેચી ગયારે નિજ કાયા તે આનંદ કંદરે–ધન્ય.
દેવસમા દીકરા દાદા થયાને વળી કર્મવીર ગોખલે મહાનરે–ધન્ય.
વિધ વિધ વિઘ્નો ટાળી ગયા ને તારાં વિશ્વે વધાર્યાં માનરે–ધન્ય.
આજેય દેશભક્ત એવા અનેક તારા ચરણે ખડા મારીરે–ધન્ય.
દખ્ખણમાં દીકરો તિલક રમે ને વીર ગાંધી છે કાઠિયાવાડરે–ધન્ય
ભૂમિ પંજાબમાં રાખી છે નેક ટેક લાલા તે લાજપતિરાયરે–ધન્ય.
સુરેન્દ્ર કેસરી ગાજી રહયો છે બંગદેશે મહા મતિમાનરે–ધન્ય.
લાખો–કરોડ આવા સાધુ–સુપુત તારી રક્ષા કરે મારી માયરે–
ધન્ય.
સુખ દુઃખ ઉર કાંઇ લેખે નહિ ને તારી ભકિતનાં દિવ્ય ગીત
ગાયરે–ધન્ય.
અમર તપો રે માત અમર તપોરે તારા બેટાનો નામ
મહિમાયરે–ધન્ય.
આનંદ વિજય હરિશંકર સદાય શુભ વાચુ 'સ્વરાજ'
આજ વાયરે—ધન્ય.

---

## ૧૯. શિલ્પી-પુત્રો જાગો હવે.

( મારા રામ ગયા વનવાસરે નેણુમાં નિદ્રા ના'વે-એ રાગ. )

વ્હાલા વિશ્વકર્માના બાળરે શિલ્પી પુત્રો જાગો હવે.
વિચારો મનની માંહે કેવા પૂર્વજો તમારા;
દુનીયામાં પામ્યા'તા અધિકારરે. શિલ્પી.
ત્વષ્ટા-મય મનુના સરખા તમારા કુળના હીરા;
બુદ્ધિ-ગુણુ-વિદ્યાના ભંડારરે. શિલ્પી.
હુન્નર વિદ્યામાં જેની મહામતિ પાર પહોંચી;
વાયુ-અગ્નિને વશ કરનારરે. શિલ્પી.
આકાશે ઘૂમનારાં વિમાનો રચીયાં જેણે;
વાયુના વેગે સંચરનારરે. શિલ્પી.
નૌકા વિદ્યાથી જેણે સાગરનો છેડો માપ્યો;
જાવા-જાપાન તણા ફરનારરે. શિલ્પી.
કેળવવા યુદ્ધ વિદ્યા અદ્‌ભુત ઉપવેદ બનાવ્યો;
કીધાં કૈં શિલ્પશાસ્ત્ર નિરધારરે. શિલ્પી.
અગ્નિ-વાયુનાં અસ્રો આજે પણ યાદ આવે;
પૂર્વજની કીર્તિનો અંબારરે. શિલ્પી.
એવા મરદોના પુત્રો દેખોને દશા તમારી;
ગુમાવ્યાં માન અને અધિકારરે. શિલ્પી.
વિદ્યાને ખોઇ બેઠા બુદ્ધિને ખોઇ બેઠા;
લક્ષ્મીહીણુ બનીઆ છો કંગાળરે. શિલ્પી.

દ્વિજોના પુત્રો છો પણ શુદ્રોની છાપ લીધી;
પૂર્વજના નામ ઉપર હરતાલરે. શિલ્પી.
શુદ્રો કે'વાતાં તમને અંતરમાં લાજ ના'વે;
શુદ્રો તો ગણાય નીચ–ગમારરે. શિલ્પી.
અંધારૂં ઘોર આવું જામ્યું અજ્ઞાન કેરૂં.
વિદ્યાનો પ્રકાશ નહિ તલભારરે. શિલ્પી.
માટે મનમાં વિચારી આંખો ઉઘાડો આજે;
કરવાને કોમ તણો સુધારરે. શિલ્પી.
કણબી સુધરવા લાગ્યા કોળી સુધરવા લાગ્યા;
કરવા નિજ જાતિનો ઉદ્ધારરે. શિલ્પી.
માળી સુધરવા લાગ્યા મોચી સુધરવા લાગ્યા;
વાળંદો પણ કરતાં વિચારરે. શિલ્પી.
ભંગી ને ઢેડ જેવા તેપણ સુધરવા લાગ્યા;
ઉંઘો છો કેમ તમે આવારરે. શિલ્પી.
બીજા લોકો સુધરશે પાછળ સંતાન તમારાં;
દુઃખી થઇ ખાશે સૌનો મારરે. શિલ્પી.
માટે મનમાં વિચારી ચેતો ચેતો રે ભાઇઓ;
કરવા નિજ કોમ તણો ઉદ્ધારરે. શિલ્પી.
પોતાની જાતિ કેરી સેવા કરવાને કાજે.
જાતિના વીર આવો બ્હારરે. શિલ્પી.
મારૂં ને તારૂં છોડી મિથ્યા અભિમાન મૂકી;
જીવતરને સફલ કરો આ વારરે. શિલ્પી.

## ૨૦. ધર્મની દુકાનો.

( હું પ્રેમની જોગણુ પીયુને શોધવા ચાલી. એ રાગ. )

આજે ઘણા લોકે દુકાનો ધર્મની માંડી;
ધર્મની માંડી-નિયમ સૌ શાસ્ત્રના છાંડી. દુકાનો ધર્મની.
દેવમંદિરો બન્યાં છે ખાસ દુકાનો;
ધર્મને ધંધો બનાવ્યો પેટ ભરવાનો. દુકાનો ધર્મની.
દેવ દેવીને ઠરાવ્યાં જેમ વેપારી;
ને દલાલો થઇ પડયા કે ગોર-પૂજારી. દુકાનો ધર્મની.
દ્રવ્ય હરવા અજબ કીધા ધર્મના ધારા;
દેવ-દેવીને બનાવ્યાં લાંચ લેનારા. દુકાનો ધર્મની.
તેલ દો હનુમાનને તો કષ્ટ તે કાપે;
મફ્ત કો પણ દેવબાપા સુખ ના આપે. દુકાનો ધર્મની.
આમ આવક દેવમંદિરે સદા આવે;
દેવને નામે દલાલો મોજ ઉડાવે. દુકાનો ધર્મની.
ગાદીઓ થાપી ઘણા તો મંદિરે અડીઆ;
છૂટથી તે વેચતા પરસાદના પડીઆ. દુકાનો ધર્મની.
ભેટ-પૂજા ગ્રહણ કરવા કાયદા કીધા;
સ્વર્ગના સઘળા ઇજારા એમણે લીધા. દુકાનો ધર્મની.
ધુતવા ધન-માલ નિયમો નવનવા નાખ્યા;
આરતિ-પધરામણીના ચાર્જ પણ રાખ્યા. દુકાનો ધર્મની.

તીર્થમાં તો દાન–લાગા સેંકડો ભારી;
લૂટતા ત્યાં અભણ પંડયા–ગોર–પૂજારી. દુકાનો ધર્મની.
ભાદ્રપદના સોળ દિવસ શ્રાદ્ધના કીધા;
ખીરને દૂધપાક ખાવા ગોઠવી દીધા. દુકાનો ધર્મની.
ધર્મને નામે કરી આવી અજબ જુક્તિ;
ડુંગળી–ગાજર પ્રમાણે વેચતા મુક્તિ. દુકાનો ધર્મની.

---

## ૨૧. ચાર વેદ.

( દોહરો. )

ઋગ્વેદ પ્હેલો ગણો યજુર બીજો જાણ,
સામવેદ ત્રીજો અને અથર્વ ચોથો માન.

---

## ૨૨. ચાર ઉપવેદ.

( દોહરા )

ચાર વેદના ચાર છે રઢિયાળા ઉપવેદ,
વિદ્યાના ભંડાર જે ભાખું તેના ભેદ.
ઋગ્વેદ થકી રચ્યો આયુર્વેદ મહાન,
યજુર્વેદ થકી થયો ધનુર્વેદ નિર્માણ;
સામવેદનો જાણવો ઉપવેદ ગાન્ધર્વ,
અથર્વથી ઉપજ્યો ગણો અર્થવેદ જન સર્વ.

---

## ૨૩. છ શાસ્ત્રો.

( મનહર. )

ગોતમનું ન્યાય અને કણાદનું વૈશેષિક,
કપિલ મુનિનું સાંખ્ય શાસ્ત્ર ઓળખાય છે;
પતંજલિ મુનિ કેરૂં, યોગશાસ્ત્ર જાણજો ને,
જૈમિનીએ કર્મમામાંસા રચ્યું ગણાય છે;
વ્યાસ ભગવાન કેરૂં વેદાંત મહાન શાસ્ત્ર,
જગતમાં જેની બીજી જોડી ના જણાય છે;
આવાં રૂડાં ષડશાસ્ત્ર ઋષિ-મુનિયોએ રચ્યાં
ભારત ભૂમિના મહાગ્રંથ તે ગણાય છે.

## ૨૪. છ વેદાંગ.

( મનહર છંદ. )

વેદતણું અંગ તેને કહે છે વેદાંગ શાસ્ત્ર,
તેના છયે નામ તમે ધ્યાનમાંહિ રાખજો;
પ્હેલા તણું નામ શિક્ષા બીજા તણું કલ્પ અને,
ત્રીજા તણું નામ સહુ વ્યાકરણ ભાખજો;
ચોથું તે નિરૂક્ત પછી પાંચમું છે છંદઃશાસ્ત્ર,
જ્યોતિષ વેદાંગ તેને છઠું ગણી રાખજો.
વેદાંગ વિચારવાથી અહો શાણા આર્યજનો,
વેદ વિદ્યા અમિરસ નિશ્ચયથી ચાખજો.

## ૨૫. સોળ સંસ્કારો.

( પુનમ ચાંદની—એ રાગ. )

સોળે સંસ્કારો શ્રદ્ધા રાખી સેવજો રે,
જેનો ઋષિજન સર્વે મોટો મહિમા ગાય;
તેનું સેવન કરનારા જન સુખીઆ થાય છે રે. ટેક. ૧
સાખી—ગર્ભ થકી લેખાય છે પ્હેલો ગર્ભાધાન,
ત્રીજે માસે થાય તે પુંસવન બીજો માન;
છઠે માસે રૂડો ધર્મવિધિ જે થાય છે રે,
તે તો સીમંત ત્રીજો મંગલમય સંસ્કાર. તેનું સેવન.૨
સાખી—આ ત્રણ સંસ્કારો થકી ગર્ભની શુદ્ધિ થાય,
નીરોગ તેજસ્વી બને બાલક કેરી કાય;
ચોથો જાતકર્મ તે જન્મ સમયમાં થાય છે રે,
સોના-સળીએ બાલક-મુખમાં 'ઓમ્' લખાય. તેનું સેવન.
સાખી—દસ કે સો દિવસ પછી મંગલ નામ ધરાય,
સંસ્કાર તે પાંચમો નામકરણ કહેવાય,
ચોથે માસે બાલક ઘરથી બ્હારે નીસરે રે,
તે તો છઠો રૂડો નિષ્ક્રમણ કહેવાય. તેનું સેવન. ૪
સાખી—છઠે માસે બાળના મુખમાં અન્ન મુકાય,
સંસ્કાર તે સાતમો અન્નપ્રાશન થાય;
સાખી—ત્રીજે વર્ષે કેશનું વપન વિધિથી થાય,
સંસ્કાર તે આઠમો ચુડાકર્મ ગણાય;

કાન વિંધ્યાનો વિધિ ત્રીજે અથવા પાંચમેરે,
તેતો નવમો રૂડો કર્ણવેધ ગણાય- તેનું સેવન ૫
સાખી—બ્રહ્મચર્ય ધારણ કરી જનોઇ ધારે અંગ,
વર્ષ આઠમે થાય તે દશમો ઉપનયન;
તેજ સમયમાં ગુરૂ-ઘર બાલક ભણવા મોકલોરે,
તેતો અગિયારમો વેદારંભ શુભ ગણાય-તેનું સેવન. ૬
સાખી—પચીશ વર્ષ લગી ભણે વિદ્યામાં ધરી ધ્યાન,
તેજસ્વી વિદ્વાન થઇ ઘર આવે સંતાન;
ત્યારે પંડિત પુત્ર વધાવી મંદિર લાવીએરે,
તેને ગણો બારમો શુભ સમાવર્તન- તેનું સેવન. ૭
સાખી—કન્યા રૂપ-ગુણ મેળવી મંગળ ફેરા થાય,
પચીશ વર્ષે તેરમો વિવાહ શ્રેષ્ઠ ગણાય.
સાખી—ભોગ ભોગવો ભાવતા રાખો નહિ કચાસ,
પણ સૌ માયા છોડવી પચાસ વર્ષે ખાસ.
ઘરનો બોજો સોંપી દેવો મોટા પુત્રનેરે,
તેતો વાનપ્રસ્થ સંસ્કાર ચૌદમો થાય -તેનું સેવન. ૮
સાખી—મારૂં તારૂં મુકીને છેવટ લે સન્યાસ,
પંદરમો સંસ્કાર તે શાસ્ત્ર તણી ફરમાશ;
છેલ્લો પંચભૂતના શરીરનો સંસ્કાર છેરે,
જેમાં જડ કાયાનો અગ્નિ દાહ કરાય;
એવા આર્યજનોમાં સોળ ભલા સંસ્કાર છેરે. ૯.

---

## ૨૬. આરતિ.

( હિંદી ઉપરથી. )

જય જગદીશ હરે પિતા જય જગદીશ હરે,
ભક્ત જનોનાં સંકટ (૨) પળમાં દૂર કરે;
ओ३म् જય જગદીશ હરે—ટેક !

માત પિતા તું મારો શરણુ ગ્રહું કોની–પ્રભુ શરણુ.
તુંજ વિણુ અવર ન કોઇ (૨) આશ કરૂં જેની ओ३म् જય.

તુંજ પૂરણુ પરમાત્મા તુંજ અંતર્યામી—પ્રભુ તુંજ.
પરમ પિતા પરમેશ્વર (૨) તુંજ સૌનો સ્વામી. ओ३म् જય.

તુંજ કરૂણાનો સાગર તુંજ પાલન કર્ત્તા–પ્રભુ તુંજ.
હું બાળક અજ્ઞાની (૨) કૃપા કરો ભર્ત્તા. ओ३म् જય.

દીનબંધુ દુઃખહર્તા તુંજ રક્ષક મારો–પ્રભુ તુંજ.
કરૂણા–હસ્ત વધારો (૨) ભવસાગર તારો. ओ३म् જય.

વિષય–વિકાર મટાડો પાપ હરો દેવા—પ્રભુ પાપ.
શ્રદ્ધા–ભક્તિ વધારો (૨) સંત તણી સેવા. ओ३म् જય.

ओ३म शान्तिः शान्तिः शान्तिः

## શ્રી લુહાર-સુતાર
## કેટલાક નિ.

આ મંડળના સભાસદો બે પ્રકારના છે. ..
અને બીજા જનોઇ વગરના છે. જનોઇવાળા સભાસદો
જણાવેલા નિયમો પાળવાના છે.

1. વેદ શાસ્ત્રની વાણીને ઇશ્વરનીજ વાણી માનવી અને બને તેટલી આચારમાં મુકવી.
2. નિત્ય સ્નાન સંધ્યા-ઉપાસના અવશ્ય કરવાં.
3. સોળ સંસ્કારોમાંથી બને તેટલા વેદવિધિ પ્રમાણેજ કરવા.
4. સત્યનું પાલન કરવા અને અસત્યનો ત્યાગ કરવા પ્રયત્નશીલ રહેવું.
5. દારૂ, માંસનું કદાપિ સેવન કરવું નહિ તેમજ અફીણ, ગાંજો વગેરે કેફી ચીજોનું પણ સેવન કરવું નહિ.
6. જુગાર રમવો નહિ.
7. દીકરીના પૈસા લેવા નહિ.
8. પોતાનાં સંતાનો ( પુત્ર-પુત્રી ) ને ભણાવવાંજ.
9. ઘરના બીજાં માણસો પાસે બની શકે તેટલી આચાર વિચારની શુદ્ધતા રખાવવી.
10. સભાસદોએ પરસ્પર સહાયતા કરવી વગેરે.

---

**જનોઇ વગરના સભાસદો** માટે ખાસ કાંઇ નિયમ નથી, પરંતુ તેમણે સારી ચાલ ચલગત રાખવી જોઇએ, અને દર માસે મંડળને ઓછામાં ઓછું **આઠ આના** લવાજમ આપવું જોઇએ. ગરીબ પાસેથી કાંઇ પણ લવાજમ લેવાતું નથી. આવા સભાસદો તથા તેમનાં બાળકો વગેરે મંડલમાં ભણવા આવી શકે છે.

---

"ધર્મ જીજ્ઞાસુ મંડળ"ના

## ...નું લેનારા સભાસદો.



| | | | |
|---|---|---|---|
| ૧ | રા. | ભગવાનજી જેઠાભાઇ ચૂડાસમા. | મુકામ કોંત્રાડી. |
| ૨ | ,, | જાદવજી કાનજી ડોડીઆ | ,, સેંજળ. |
| ૩ | ,, | મુળજી અરજણ કવા. | ,, કડીઆળી |
| ૪ | ,, | લવજી પ્રેમજી મકવાણા. | ,, મહુવા |
| ૫ | ,, | ડાહ્યાલાલ હરિભાઇ પરમાર. | ,, જેસર. |
| ૬ | ,, | રણછોડલાલ કાનજી ડોડીઆ. | ,, સથળી. |
| ૭ | ,, | જેરામ હરિભાઇ પરમાર. | ,, જેસર |
| ૮ | ,, | ડોસલભાઇ ગાંડાભાઇ કવા | ,, માંડવા. |
| ૯ | ,, | જીવરાજ ગાંડાભાઇ કવા | ,, ,, |
| ૧૦ | ,, | નાગજી દયાળ મકવાણા | ,, પાંચતલાવડા |



આ પુસ્તક માટે તથા મંડળના કોઇ પણ કામ માટે નીચેના ઠેકાણે પત્ર વ્યવહાર કરવો:—

"શ્રી લુહાર-સુતાર ધર્મજીજ્ઞાસુ મંડળ."

ઠેકાણું—કાળા પત્થરનો માળો—
બીજે માળે.
કુંભારવાડાની ૨ જી ગલીના નાકે
મુંબાઇ.